ओ३म.



# વીર ચંદ્રાવત.





ચોપટલાલ શર્મા.

ओ३म्.

# વીર ચંદાવત



લેખક :

શાસ્ત્રી પોપટલાલ શર્મા,

"સાહિત્ય તીર્થ"

સસ્કૃત-હિન્દી-સાહિત્યાધ્યાપક,

ગુરૂકુલ મહાવિદ્યાલય—અંધેરી.



પ્રકાશક:

રતિલાલ હરજીવનદાસ પટેલ,

ઘોડ બંદરરોડ, સાંટાક્રૂઝ (બી. બી. રેલવે)

પ્રત ૧૦૦૦ ] મુલ્ય ૦-૪-૦ [ આવૃતી ૧લી

## બે બોલ

રાષ્ટ્રિય શિક્ષણ એટલે સ્વાભિમાન, શૌર્ય અને સત્તાની લાગણી અંતઃકરણમાં ઉત્પન્ન થાય એવું સ્વદેશના ઉત્થાન અને પતનની રૂપ-રેખાથી તારવી કાઢેલું શિક્ષણ. એ શિક્ષણ વાણીથી કે કર્મથી આપી શકાય. જ્યાં સુધી દેશના સંતાનોને એવું શિક્ષણ ન મળે ત્યાં સુધી તો તેઓ કમભાગ્ય જ ગણાય. આ લઘુ પુસ્તકનો એ જ હેતુ છે. અત્યારના સમયમાં દીનહીન ગણાતી હિંદુજાતિમાં પૂર્વસમયમાં કેવાં કેવાં વીરરત્નો પાકયાં છે તેમની જ્યોતિનું સ્હેજ દર્શન કરાવવું એ જ હેતુથી આ પુસ્તક લખાયું છે.

ગુરુકુલ મહાવિદ્યાલય (અંધેરી)નું શિક્ષણ એવા જ પાયા પર છે. આ પુસ્તક ગુરૂકુલના છઠ્ઠા વર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે લખ્યું હતું. હું જાણું છું કે આ પુસ્તકમાં શિષ્ટોને ગમે તેવી શબ્દાવલી, વિવેચકોને રૂચે તેવું માર્મિક કથન અને ડહાપણને ગળે ઉતરે તેવી સાર્થક પદ્ધતિ નથી કારણ કે પુસ્તક બાળકોને માટે લખાયું છે.

"વીર ચંદાવત" આ કથા "મેવાડની જાહોજલાલી" એ નામના પુસ્તકમાંથી લીધી છે. રૂપાળીબા અને ચૂડાવતના નામનો ફેરફાર કરી રૂપવતી અને ચંદાવત એમ કાવ્યાનુસાર નામો રાખ્યાં છે.

આ પુસ્તકને પ્રકાશિત કરવામાં મદદ આપનાર શ્રીમાન્ પટેલ **રતિલાલ હરજીવન** (સાંટાક્રૂઝ) છે, આ પુસ્તકના પ્રકાશનમાં તેમણે જે ઉદારતા દર્શાવી છે તે માટે હું તેમને હૃદયથી ધન્યવાદ આપું છું.

પુસ્તક પ્રકાશિત થઇ રહ્યું છે આ વખતે હું સ્વયં રોગગ્રસ્ત છું. તેથી પ્રૂફો બરાબર શોધાયા નથી. છંદ, જોડણી અને ચિન્હો આડાંઅવળાં પણ થઇ ગયાં છે. મૂળ કૉપી પણ હું જાતે લખી શક્યો નથી તેટલા માટે વાચકવૃન્દ પાસે ક્ષમા માગું છું.

આ લઘુ પુસ્તકથી વિદ્યાર્થીઓ તેમજ બ્હેનો કંઇક પણ સંતોષ મેળવશે તો હું મારા પ્રયત્નને સફલ માનીશ.

સાંટાક્રૂઝ.<br>
તા. ૨૪-૧-૨૬

પોપટલાલ.



# પ્રકાશકનું નિવેદન

રા. પોપટલાલ શર્માનું એક કાવ્ય " વીર અભીમન્યુ " મેં ૩-૪ મહીના ઉપર વાંચેલું તે અગાઉ કવિ સાથે મારે કાંઈ પણ ઓળખાણ ન હતી તે કાવ્યે મારા ઉપર ઘણી જ સારી અસર કરી. અને તે હું વારંવાર વાંચવા છતાં ધરાતો નથી. ! આ દરમ્યાન તેઓશ્રી સાંટાક્રુઝમાં રહેવા આવ્યા ત્યારે જ તેમની સાથે મને દીકે પરિચય થયો.

એમણે ગુરૂકુળમાં શિખવવા માટે આ " વીર ચંદાવત " કાવ્ય લખ્યું જે તેમણે મને વાંચી સંભળાવ્યું અને તેમની અંતર ઇચ્છા તે પ્રકટ કરવાની હું સમજી ગયો, તેથી આ પ્રકટ કરવા મેં માથે લીધું જે આજે વાંચકોની સમક્ષ છે !

સેંકડો વર્ષથી વિષાદગ્રસ્ત બનેલી પ્રજાને, હવે વીરરસને શરણે ગયા વગર છુટકો નથી અને સમગ્ર કુશળ લેખકોને, ટાયલાં લખવા છોડી દઇ પ્રજાને તેજસ્વી બનાવનારા લેખો લખવાની વિનંતી છે. **વીર દયાનંદના** પ્રતાપે બાલપણથી મને વીરરસ પ્રિય હોવાથી જો કવિ વીરરસનાં કાવ્યો લખ્યા કરે તો હું પ્રકટ કર્યા જ કરીશ અને આશા છે કે દેશના સપૂતો આવા કાવ્યોને જરૂર વધાવશે.

દેશના કટોકટીના સમયમાં આવા પુસ્તકોનો જેમ બને તેમ વધુ પ્રચાર થાય એવા ઇરાદાથી આ અને હવે પછીના આવા પુસ્તકોની કીંમત હરકોઇ ખરીદ કરી શકે એવી સામાન્ય રાખી છે.

આ પુસ્તક મહર્ષી દયાનંદ જન્મભૂમિ શતાબ્દી મહોત્સવના દિવસોમાં બ્હાર પાડવાની ઉતાવળમાં જલદી છપાવ્યું છે તેથી તેમાં ત્રુટી રહી જવા સંભવ છે તે માટે વાંચકે ક્ષમા આપવી.

—પ્રકાશક.



લેખકનાં પુસ્તકો

- વિભિષણ નીતિ
- વીર અભિમન્યુ
- મેઘ સંદેશ
- વીર ચંદાવત

ओ३म्



# વીર ચંદાવત કાવ્ય.

## ખંડ પહેલો

### મંગળાચરણ.

સોરઠા છંદઃ—

૧.

જીવન આજે જાય, ઘટે ન કરવી દાસતા;
સિંહ નહીં ખડ ખાય, એજ ટેક આપો પ્રભુ!

૨.

રખડયા વન વન છેક, ખાવા મળી ન ભાખરી;
ધન્ય **પ્રતાપી** ટેક, મરતાં પણ મૂકી નહીં.

૩.

**ધન્ય સતી અવતાર, ભારત જ્યોતિ પદ્મણી;**
**યવન-વંશ-અંગાર, ખાખ થઈ પાછો વળ્યો.**

૪.

કંપ્યા ઘોર પહાડ, માઝા મૂકી સાગરે;
ધન્ય ! ધન્ય ! મેવાડ ! ડોલ્યો કે ડુબ્યો નહીં.

હરિગીતઃ—

જ્યોતિ પ્રથમ જ્યાં દેશ ગૌરવની મહા જાગી હતી,
સત્તા અને સ્વાતંત્ર્યની લગની ઉરે લાગી હતી;
જ્યાં વીરતા અરિતાપ કરતી આદિમાં ગાજી હતી,
જ્યાં મરણુ–જીવનની ખરી જામેલ એ બાજી હતી.

જ્યાં નાચતી રણચંડિકા હતી શત્રુના રૂધિરે ભુખી,
ફાટયો પ્રથમ જ્યાં દેશભક્તિનો પ્રબલ જ્વાળામુખી;
જ્યાં હુંપણાના તોરમાં ઘનઘોર ઘન ઘૂજ્યા હતા,
રણધીર, વીર અનેક જ્યાં અરિયુદ્ધમાં ઝુંઝયા હતા.

જ્યાં આજ પણ પડઘા સુણીને ધીર ધરણી ધમકતી,
એ વીરતા એ ધીરતાની ચંચલા જ્યાં ચમકતી !
જ્યાં **પદ્મિણીનાં** પુણ્ય પાવન છેક સળગ્યાં હાડ છે,
એ **વિશ્વવિજયી** આપણો **મેવાડ છે ! મેવાડ છે !**




## કથા પ્રારંભ.

દોહરા.—

૧.

રૂપ નગરના રાજવી, વિક્રમ સાહસ વંત;
અમરસિંહ માની મહા, ભૂપ હતા ગુણવંત.

૨

ન્યાય પરાયણ ટેકીલા ધર્મવીર રણશૂર;
અન્યાયી યવનો તણો, કીધો બળમદ ચૂર.

૩.

એક સુતા તેને હતી, શીલવતી અભિરામ,
સુંદરતાની જ્યોતિશી ? **રૂપવતી** પ્રિય નામ.

૪.

**રાણી માનવતી સદા, દેવી 'તુલ્ય' પવિત્ર;**
**પાવન મન, હેતાળ હિર, ઉજ્જવલ શીલ ચરિત્ર.**

૫.

ઇચ્છા વૈભવની નહીં, નહીં ચાહતી વિત્ત;
ઇશ ભજનમાં આદિથી, ચોટયું તેનું ચિત્ત

૬.

હરતાં, ફરતાં, બેસતાં, ખાતાં, પીતાં છેક;
ઈશ ચરણના ધ્યાનની, લાગી લગની એક.

કુંડલીયાઃ— ૭.

મોહ નહીં, માયા નહીં, નહીં રાજ્યનું મન;
કલ્યાણી કુલ મંગલા, ધરતી હરિનું ધ્યાન.

ધરતી હરીનું ધ્યાન, તાન એકજ ઉર લાગી;
તજી અન્ય સન્માન, થઇ હરિની અનુરાગી.

કિંતુ હૃદય હરનાર, નયન મોહક રસદાઇ;
રૂપવતી–લાવણ્ય–છટા, સ ર્વ ત્ર છ વા ઇ.

દોહરાઃ— ૮.

અમરસિંહ પામ્યા મરણ, ધરી કીર્તિ બલવંત;
રક્ષણ રાજસુતા તણું, કરતા શ્રી જશવંત.

કુંડલીયાઃ— ૯.

રૂપ–કથા સહુ દેશમાં, રૂપવતીની થાય,
વરવા તેને પ્રેમથી ચંચલ મન હરખાય.

ચંચલ મન હરખાઈ ગયું, ઔરંગઝેબનું,
વિષય વાસના લુબ્ધ થયું અતિ હૃદય તેહનું.

કિંતુ જાણવા ખાસ, હૃદય રજપૂત–સુતાનું,
બેગમ તેની પાસ મોકલી કરીને બ્હાનું.

૧૦.

એક દિવસ બેઠી હતી, ઈશ–ભજનમાં બાળ,
બેગમ પાસે આવતાં, ખસી ગઈ તત્કાળ.

ખસી ગઈ તત્કાળ, ક્રોધથી અધિક ભરાણી,
ક્ષત્રિય વટની ટેક દાખવી, બોલી વાણી.

ધિક્ ધિક્ તારો તંત, બ્હેન! તુજ મતિ આવચારી,
સિંહ–સુતા થઇ હાય! શ્વાનની ગણાઇ નારી.

૧૧.

પાપીના સહવાસથી, દિલમાં પાપ ભરાય,
કામીનાં મનમાં કદી, લાજ ન હોય જરાય.

લાજ ન હોય જરાય, કામમાં અન્ધ થવાથી,
કરે કારમાં કામ, કપટમાં બુદ્ધિ જવાથી.

સરે એક ના કામ, ખાય ખત્તા હિણુભાગી,
બાળે વંશ તમામ, કામની અગની લાગી.

૧૨.

બાદશાહની તું થઇ, બેગમ બ્હેન ગણાય,
સાંભળતાં એ વાતને, હૈયું ફાટી જાય.

હૈયું ફાટી જાય, ક્ષત્રિની ટેક ગુમાવી,
ધિક્ ધિક્ તુજ અવતાર, યવનની નાર કહાવી.

ધન્ય પદ્મણી સતી વંશની કીર્તિ વધારી,
બળી અનલમાં વિમલ જ્યોતિથી સ્વર્ગ પધારી.

૧૩.

હાય ! દેશ ! તારી દશા, કેવી હજી થનાર !
હજી ઘણાએ પાકશે ક્ષત્રિય–કુલ–અંગાર.

૧૪.

મેવાડી ભૂમિ તણો, ગયો ભવ્ય ભણકાર,
કોણ ફરી એ ગજવશે, ક્ષત્રિય–વટ–રણકાર ?

૧૫.

રૂપવતી ક્રોધે ભરી, ધરી વંશનું માન,
સિહણુ શી ગર્જી કર્યું બેગમનું અપમાન.





# ખંડ ત્રીજો

વંશસ્થઃ—        ૧.

ભરાઇ રોષે અપમાનથી ઘણી,
વિષે ભરેલી જ્યમ હોય નાગણી;
થએલ ધિક્કારનું વેર વાળવા,
ઉપાય કીધા બહુ બેગમે નવા.

૨.

વધારવા કામ–શરાબ–ચાહને,
કહી કથા સર્વ વખાણી શાહને;
કરી કળા કેવળ હાય કેરની,
છુપાવતી અંતર વેર–ઝેરને.

૩.

"સુણી તમારી બલરૂપ–કીર્તિને,
તજી દઈ રૂપવતી સ્વજાતિને;
થઇ તમારા અનુરક્ત નામમાં,
વિશેષ દીસે અનુરાગ આપમાં.

૪.

"કહી શકે ના શરમે વિશેષ એ,
રહી શકે ના દિલ ગુપ્ત કિંતુ એ;
મને કહ્યું છે સઘળુંજ સાનમાં,
ઘટે તમારે પણ લેવું ધ્યાનમાં.

૫.

"કરો તયારી વરવા તણી તમે,
ઘણાકને એ ઉરમાં બહુ ગમે;
લખો તમે પત્ર તુરંત તાતને,
જણાવજો માર્મિક સર્વ વાતને.

૬.

થશે ખુશી પત્રથી તાત મારા,
ને દાસ જેવા પણ છે તમારા;
સુયોગ્ય આજે તમ માગણી છે,
ઇચ્છા સ્વયં રૂપવતી તણી છે.

અનુષ્ટુપઃ— ૭.

સુણીને શાહ એ વાણી, પ્રસન્ન મનમાં થયો,
રૂપની મદિરા પીતાં, મસ્ત મૂઢ બની ગયો;

૮.

લખ્યો પત્ર કહી ગાથા, મર્મમાં જશવંતને,
સામ, દામ અને ભીતિ દંડ સર્વ જણાવીઆ.

૯.

મોકલ્યા સૈનિકો સાથે, આદિમાં પત્ર પાઠવી,
યુક્તિઓ શિખવી સર્વે, ક્રૂરતા દીલની ભરી.

ઉપેન્દ્રવજ્રા:— ૧૦.

કરી તૈયારી જશવંતસિંહે,
વરાવવા રૂપવતી કુમારી;
ત્યારે ઉમંગે થઇ શાહ મસ્ત,
મનાવતો લગ્ન તણી ખુશાલી.

ઉપજાતિ:— ૧૧.

મળ્યા સમાચાર વધાઇ કેરા,
થયા ખુશી શાહ દીલે ઘણેરા;
અનંગનાં કૈક વધ્યા ઉછાળા,
દુર્વાસનાની ભભુકીય જવાળા.

૧૨.

સજાવીને સૈન્ય વિશાળ શાહ,
ચઢયો પછી એ કરવા વિવાહ
કર્યો નહિ લેશ વિવેક શાહે,
કામી તણી બુદ્ધિ બધી વિનાશે.






દોહરાઃ—

૧.

રૂપનગરમાં તે સમે, કૌતૂહલ વરતાય,
રૂપવતીના લગ્નની, ઘરઘર વાતો થાય.

૨.

કોઇ કહે, આ શો કરે રાજા કાળો કેર!
અમરસિંહની દીકરી, જાય યવનને ઘેર.

૩.

કોઇ કહે, 'જશવંતનાં, ઉઘડયાં ભાગ્ય અપાર,
રૂપવતી પણ ધન્ય છે, રૂપ તણો અવતાર.

૪.

કોઇ કહે–'ફોગટ જશે, શાહ તણો આ લાગ,
જુઓ વિચારી હૃદયથી, કયાં હંસી કયાં કાગ!

૫.

ધીરે ધીરે નગરમાં, ઘર ઘર હાટ બજાર,
રૂપવતીના લગ્નના પડયા ભવ્ય ભણકાર.

૬.

હૃદય, શીલ, કુલ બાળતા, ભભકંતા અંગાર,
રૂપવતીએ પણ સુણ્યા, સમાચાર વિકરાળ.

૭.

તરફડવા લાગી અરે, અમરસિંહની બાળ,
હૈયામાં લાગી ગઇ, મહાદુઃખની જ્વાળ.

૮.

ભયભીતા બાળા થઇ,
પડી પેટમાં ફાળ;
ગણવા લાગી શાહને,
ઘોર ભયંકર કાળ.

૯.

મુંઝાઇ બાળા ઘણી, થઇ ગઇ બેહાલ,
સંભારે જનની, જનક, સરે અશ્રુની ધાર.

૧૦.

કાકા! ધિક તમને હજો,
ક્યાંનું વાળ્યું વેર?
નિર્દય થઇ કાં સોંપતા,
મુજને હા! યમ ઘેર.

૧૧.

અમરસિંહ સોંપી ગયા, કેવળ રક્ષણુ કાજ,
આજ ઉભા કાકા થયા, લેવા કુળની લાજ.

૧૨.

હાય! કેમ બચશે હવે,
મારા કુળની લાજ;
ઘાત લગાવે કારમી—
તેતર ઉપર બાજ.





# ખંડ પાંચમો

## ( રાજસિંહ ઉપર પત્ર. )

હરિગીત:— ૧.

સ્વસ્તિ પ્રતાપી વંશના, શિરતાજ! વન્દન આપને,
છો યોગ્ય કેવલ આપ શ્રી, સંહારવા સંતાપને;
અબલા અને અસહાય છું, ઘનઘોર સંકટ આજ છે,
મુજ ધર્મના રક્ષણ તણી, તમ હાથમાંહી લાજ છે.

વસંતતિલકા:— ૨.

જાગ્યાં હશે કુટિલ કર્મ અનેક મારાં!
કે પાપની અરર! ફુટી પ્રચંડ ધારા.
ક્યાં હું અને અહહ! ક્યાં ખલ નીચ શાહ!
કાકા કરે યવનથી મુજ હા! વિવાહ!

૩.

ઘેરી રહ્યું નગર સૈન્ય, કરાલ આજે,
ઉન્મત્ત, ઉદ્ધત અને મદમસ્ત ગાજે;
આવી રહ્યો વિષયનો ખલ કીટ શાહ,
શું એ અહા! કરી જશે મુજથી વિવાહ!

૪.

શું આર્યવંશજ તણી કુલ કીર્તિ જાશે ?
શું શ્વાન સિંહણુ લઇ મદમસ્ત થાશે ?
શું શાહ બેગમ મને કરીને જવાનો ?
શું ધર્મ આર્ય કુલનોય ડુબી જવાનો ?

૫.

શું જીવતા અરર ! કોઇ ન ક્ષત્રિ–જાયા ?
આવી અહિં યવન ઉદ્ધત આ ભરાયા !
શે હોલવાઇ તમ તેગ ગણી શિખાઓ ?
જે ચાહતા યવન હા ! કુલની સુતાઓ.

૬.

ના વીર એ નથી નથી ખલ ફાવવાનો,
પાછો જશે યવનરાજ અરે દિવાનો;
ભૂલે ભલે જગત ધર્મતણી મહત્તા,
કિંતુ હજુ **અમમહિં** રહી ધર્મ–સત્તા.

૭.

હા દૈવ ! રંક અમ નિર્બલ દેશમાત,
મારી રહ્યા યવન આમ અનંત લાત;
હા! માતનાં વિમલ રત્ન જતાં લૂંટાઈ,
તોયે અહિં પ્રલયની રજની છવાઇ.

૮.

ના વીર ! શાહ તણી ચાહ પૂરી થવાની,
ના તાતની અમર કીર્તિ મરી જવાની;
આપીશ પ્રાણ નિજ ધર્મ બચાવવાને,
જો આપથી કદિ ન રક્ષણ પામવાની.

અનુષ્ટુપ:— ૯.

વરી છું ચિત્તમાં જોઇ આપને ઈશ–સાક્ષિએ,
**પ્રાણ–નાથ** કર્યા મેં છે, આપને ધર્મ–સાક્ષિએ.

ઇંદ્રવજ્રા:— ૧૦.

અનાર્ય આ કાર્ય કરી રહી છું,
સ્વવંશનું શીલ ભુલી રહી છું;
તથાપિ એ ધર્મ બચાવવાને,
કરો ક્ષમા પામર પ્રાર્થનાને.

ઉપજાતિ:— ૧૧.

**હે વીર ! હું મારૂં કરી ચૂકી છું,**
**ને આપને નાથ વરી ચૂકી છું;**
**તમે તમારી કુલ–કીર્તિ રાખો,**
**પ્રતાપનું ધ્યાન જરાક રાખો.**

ઉપેન્દ્રવજ્રાઃ—

૧૨.

શ્રી વીર છો હિંમત હારશો મા,
પાપી થકી છેક ડરી જશો મા;
સ્વર્ગે મળીશું સુર–સંઘ સાથે,
નાખીશ કંઠે જયમાળ હાથે.

ઉપજાતિઃ—

૧૩.

છે સૈન્ય મોટું યદિ શાહનું તો,
શું તેજ ઓછું રજપૂતનું છે ?
સ્વધર્મના કારણ પ્રાણ દેતા,
એ લ્હાણુ તો કોઇક ધન્ય લેતા.

૧૪.

અંધાર છાયું જગમાં ઘણેરૂં,
ન બીક એ સૂર્ય કદી ધરે છે;
પ્રચંડ આપી બલ વિશ્વનાથ,
સદા કરે છે જય સત્ય કેરો.

૧૫.

વિશ્વાસ છે કે જય નાથ ! થાશે,
સહુ તમારાં યશ ગીત ગાશે;
જરૂર એ શાહ નિરાશ થાશે,
મેવાડનું મસ્તક ઉંચું થાશે.

વસંતતિલકા— ૧૬.

હે વીર ! શું વધુ કહું, અબલા અશક્ત,
દુઃખે ભર્યું હૃદય છે, કરશો ન વાર;
છે આપના કર મહીં સઘળું ભવિષ્ય,
હું તો વરી હૃદયથી તમને અવશ્ય.



દોહરા— ૧૭.

પત્ર દઈ કુલ વિપ્રને, સમજાવી સહુ સાર,
પાઠવીઓ અતિ વેગથી, રાજસિંહ દરબાર.



પાંચમો ખંડ સમાપ્ત.

# ખંડ છઠ્ઠો

દોહરાઃ— ૧.

રૂપવતીનાં પત્રને—વાંચી સમજી સાર,
રાજસિંહ ચિંતા કરે કરવું શું આવાર ?

૨.

ચંદાવત સરદાર ભટ,
આવ્યો નૃપની પાસ;
જેહ મહીં નૃપનો હતો,
વિજય તણો વિશ્વાસ.

૩.

રૂપવતીના પત્રની, કીધી ચર્ચા છેક,
જાળવવી પડશે હવે, પ્રાણજતાં પણ ટેક.

શાર્દુલવીક્રડિતછંદઃ— ૪.

વાંચી પત્ર પ્રતાપ પ્રૌઢ પ્રગટયો ભાલે છવાઇ છટા,
નેત્રો રક્ત થયાં, જલવંત ઝબકી અંગે મહા વિજળી;
પીવા શોણિત શત્રુ કેરૂં જળક્યાં શસ્ત્રો પ્રકંપ્યા ભુજો,
**શ્રી ચંદાવત વીરની** રગ-રગે, જુસ્સો ભરાયો જુદો.

૫.

રાજન્! લાજ બચાવવા રમણીની ને ધર્મને રાખવા,
આર્યાવર્ત મહીં પ્રતાપ કુલની કીર્તિ તથા રાખવા;
જાઓ સત્વર મોહને પરહરો, ચિંતા ન ખોટી કરો,
જે પંથે અમ પૂર્વજો ગરજતા, તે પંથમાં સંચરો.

વસંતતિલકાઃ— ૬.

છે દેશમાં પ્રબલ વેગ વિરોધ કેરો,
ને ઘૂઘવે જલધિ ઘોર અધર્મ કેરો;
ડોલી ગયા અચલ શૈલ ઘણાક એથી,
છાયી દિશા તિમિરથી–ભય–યંત્રણાથી.

૭.

દૈવે અહા ! અમપરે કરી કોપ કાળો,
ફૂંકી પરસ્પર વિરોધ તણીય જવાળો;
દીધા મહા કુહરમાં ગિરિરાજ દાટી,
પાતાળનાં પડ ગયાં પણ છેક ફાટી.

૮.

દુર્ભાગ્યનાં સફલ સ્વપ્ન અનેક દીઠાં,
અન્યાયનાં ફળ કદી નવ હોય મીઠાં;
છુટયાં અરે! અમર બંધન એકતાનાં,
ને ત્યારથી વિકટ બંધન દીનતાનાં.

૯.

એ ક્ષત્રિયો પ્રબળ બાહુમદે ભરેલા,
સત્તાતણા વિજય—અંકુર શા ઉગેલા;
આત્માભિમાન-નિજ-દેશ તણી ખુમારી,
છાઇ હતી રગ-રગે રણુરંગ ધારી.

૧૦

હેવે અચાનક કટાક્ષ કરાલ કીધો,
વિદ્વેષનો, વિષયનો બહુ દારૂ પીધો;
એ મસ્તીમાં ભૂલી ગયા નિજ વંશ લાજ,
છે બાયલો સકળ ક્ષત્રિ તણો સમાજ.

૧૧

ભલે તમે જાવ બચાવવાને,
હું શાહને ના દઉં ફાવવાને;
કરીશ હું શાહ—ઘમંડચુર,
રોકીશ હું માર્ગમહીં જરૂર.

અનુષ્ટુપી—

૧૨.

શ્રી ચંદાવત વીરનો, પ્રબલ વીરતા-વાદ,
સાંભળતાં સહુયે કર્યો, હર્ષ ભર્યો જયનાદ.

ઉપજાતિ:—

૧૩.

રૂપાવતીનાં શુભ પત્ર કેરો,
લખ્યો પછી ઉત્તર એ અનેરો,
ભર્યું હતું શૌર્ય સમગ્ર રીતે,
દયા અને સ્નેહ હતા અતિશે.





# ખંડ સાતમો

## ( રાજસિંહે લખેલો પત્ર. )

માલનીછંદ:—

૧.

વિમલ હૃદય વાણી, શીલ–સૌજન્ય શાળી,
દૃઢ ઉર અભિમાની, વંશ–લક્ષ્મી ઉજાળી;
અતુલ બલ ઉમંગી શબ્દ—શબ્દે ભર્યું છે,
સકલ ગુણ નિહાળી, ધન્ય હૈયું ઠર્યું છે.

૨.

હરિપદ અનુરાગે વિશ્વના મોહ મીઠા,
વિષ–વિષય ગણીને, તે કર્યા એ અદીઠા,
નિજ કુલ–યશ સાચો રક્ષવા પ્રાણ દેવા,
વ્રત કઠિન અનેરી, આદરી દેશ–સેવા.

૩.

અમૃત સમ રસીલા, ભોગ–આસ્વાદ માટે,
છલ–કપટ કરીને માનવીઓ મથે છે;
તુજ નિકટ બધાંએ, સૌખ્ય આવ્યાં તથાપિ,
તુજ હૃદય ચળ્યું ના, ધન્ય છે રાજકન્યા !

૪.

યદિ ઉર દૃઢ છે તો, શક્તિ શી શાહ કેરી,
વિફલ સહુ થવાના, જાણજે છેક વેરી;
રવિ-ઉદય નિહાળી વિશ્વ—સૌભાગ્યશાળી,
કદિ તિમિર ટકે ના ઘોર—અન્યાયકારી.

૫.

અસુર યદિ ઉભો છે, ચાખવા હોમ-હવ્ય,
ચપલ અતિ થયું છે ઇંદ્રનું વજ્ર ભવ્ય;
પ્રબલ-હરિ-સુતાને પામશે શ્વાન ક્યારે,
ગિરિ-ગહન ગજાવે સિંહ-હુંકાર જ્યારે.

૬.

વિકટ સમય આવ્યો, ધર્મ વિધ્વંસ ભાસે,
યદપિ સહુ ચડયા છે પાપ-પૂરા વિલાસે;
પણ કુલ રમણીની વાગશે ધર્મ-બંશી,
કયમ નહિ કુલ માની ગર્જશે આર્ય-વંશી.

૭.

યવન સહુ મળીને દેશવાડી-ઉજાડે,
પણ ભડ રજપૂતો મોહની સોડય તાણે;
ઘન તિમિર છવાયું, દેશમાં શું થવાનું,
પ્રલય-જલધિ પૂરે સર્વ ડૂબી જવાનું.

૮.

યદિ મરણુ થવાનું યુદ્ધમાં ધર્મ માટે,
અમ અમર ચરિત્રો વિશ્વ કંઠે ગવાશે;
જય અજય વિચારે, બાયલા માનવીઓ,
સફલ મરણુ માટે જન્મ છે ક્ષાત્રિઓનો.

૯.

પણુ મરણુ થશે શે ? ધર્મ છે જ્યાં પ્રતાપી,
અમ વિજય થવાનો, હારશે એહ પાપી;
તુજ હૃદય અનેરૂં પ્રેરશે શૌર્ય અંગે,
સકલ ભટ અમારા ખેલશે યુદ્ધ રંગે.

૧૦

નહિ નહિ કદિ શાહી આશ :પુરી થવાની,
નહિ નહિ કુલવંતી બેગમોમાં જવાની;
નહિ નહિ મણીમાળા શુદ્ધ સૌંદર્યશાળી,
કદિપણુ પડવાની શ્વાન કંઠે રસાળી.

૧૧.

સરલહૃદય બાળા ! ટેક જો શુદ્ધ તારી,
વિમલ ફરકવાની વૈજયંતી અમારી;
અટલ હૃદય કેરી ધર્મમાં પ્રીતિ રાખો.
વિજય કરમહીં છે, આત્મ-વિશ્વાસ રાખો.

૧૨

મરણુ ! મરણુ માટે ક્ષત્રિયો જન્મ પામે
વિમલ વિજય સાધી ખેલતા દિવ્ય ધામે
મરણુ ! મરણુ એતો આત્મ કેરો વિકાસ
નવ નવ ઝળકે જ્યાં ઈશ કેરો વિલાસ

૧૩

ભય યવન તણો તો ચિત્તમાં હોય ક્યાંથી ?
ભય કદિ ન જવાનો મ્હેલમાં પેસવાથી
ભય ભય ધરવાથી દેશની દુર્દશા છે.
ભય ભય ગણુવાથી શત્રુ વેગે ધસ્યા છે.

૧૪

શુભ અશુભ બધુએ ઇશ હાથે ભવિષ્ય
કદિ પણુ કરશો મા આવવાનો અવશ્ય,
અહહ ! ઉર તમારૂં ધન્ય છે ધર્મ રાગી
પ્રબલ અનલ એનો દેશમાં જાય લાગી !

૧૫

સરળ ઉર તમારૂં શું કહું આર્યબાળા !
ચપળ ચપળ આશા આદર્યા સ્નેહ ચાળા ?
પુન મુખ નવ જોયું, ના જરા સંગ કીધો
તદપિ નિજ ઉરેથી શે વરી આમ લીધો ?

૧૬

વિમલ કમલિનીનો સ્નેહ સાચે સદૈવ,
ઘન–ઘન–પટ ભેદી આવશે સૂર્ય–દેવ.
સરલ કુમુદિનીના સ્નેહ પાશે પડેલો
નભ પર ચળકે એ ચંદ્ર ઘેલો ચડેલો.

૧૭

ભય ઉર ધરશો મા, આવવાનો અવશ્ય,
જગત પણ નિહાળી લે ભલે દિવ્ય દૃશ્ય ?
સફલ સહુ થવાના ધર્મ ધાર્યા તમારા
પ્રબલ ગરજવાના ધર્મ–ડંકા અમારા.

---

દોહરો:—

પત્ર દઈ એ વિપ્રને, વેગે કર્યો વિદાય.
રાજસિંહ પણ સૈન્ય લઇ, પાછળ જાય વિદાય,

---

**સાતમો ખંડ સમાપ્ત**



# ખંડ આઠમો

## ચંદાવતની તૈયારી.

સોરઠાઃ— ૧.

" કરવા દુશ્મને ખાક, લાજ તમારે હાથ છે, "
ચંદાવતની હાક, ઝળકી જાણે વીજળી.

૨.

" દુશ્મનોના જમદૂત ! જાગો જાગો વીરલા !
રણઘેલા રજપૂત ! દેશતણા રખવાળ છો.

૩.

" કરવા અરિને ઠાર, હાથ ધરો હથીઆરને,
વધ્યો દેશમાં ભાર, ઉતારવાનો આજ છે.

૪

" ચાલો રણમાં વીર ! અરિ ગાજ્યા આવી રહ્યા,
ધર્મ તણા ગંભીર, જય ડંકા વગડાવજો.

૫.

" ટેક ધરી જો છેક, મરતાં પણ મૂકો નહીં.
બાકી રહે ન એક, એવો જંગ જગાવજો.

૬.

" ચાલો ચાલો શૂર, નૂર નિહાળી દેશનું,
ગરજે સાગર–પૂર, વડવાનલ સમ ભડકજો.

૭.

" ગાજે અરિનું તૂત, ભૂત સમા ભડકા બળે,
સાચા ક્ષત્રિય–પૂત સૂતા રહે ન વીરલા.

૮.

" લ્યો હાથે હથીઆર ભાલાં વ્હાલાં કર ધરો,
સહુ થાઓ તૈયાર, મરદ ! બિરદને રાખવા.

૯.

" કરતા કાળો કેર ઘેર ઘેર ધૂમી રહ્યા,
ચળકાવો શમશેર, જેર કરો અરિ–જંગમાં.

૧૦.

" દુશ્મન દેતા દાવ ઘાવ કરે છાના રહી
આજ ઉતારો તાવ, સાવજ ! ગરજો જંગમાં.

૧૧.

" ભટકાવો ભડજંગ, દંગ થાય અરિઓ બધા,
રાખો ક્ષત્રિય–રંગ, ગંગ વહાવો ધર્મની.

ઉપેન્દ્રવજ્રા ૧૨

ગાજી રહી એ જય વીર–વાણી,
ચઢયું સહુને રણશૂર પાણી
નેત્રો થયાં ઉગ્ર કરાલ લાલ,
અંગે ઉઠી, દાઝ વિશાલ જાળ.

૧૩.

સજી બધા શસ્ત્ર થયા તૈયાર,
લઇ લઇ અશ્વ થયા સવાર.
અસિતણી જ્વાળ જ્વલંત જાગી.
રહી રિપુ–શોણિત–પાન માગી.

૧૪.

કટારની ધાર ઘસાઇ તે જે
અને જમૈયા ચળકાય સ્હેજે
ભાલાતણી શી અણિઓ હસે છે,
પ્રતાપનું તેજ હજુ ચુવે છે,

૧૫.

આકાશમાં ચંચળ વીજળી શી,
તેજે ભરેલી પળ આંખડી શી ?
પદ–પ્રહારે ધરણી ધ્રુજાવે !
હુંકારથી શૈલ મહા હલાવે !

૧૬.

ગાજી રહ્યા વીર અનેક રંગે,
મળી ગયા સર્વ સહાય જંગે.
કરાલ ચંદાવત સૈન્ય ચાલ્યું,
ત્યાં શાહનું તાજ જરાક હાલ્યું.

## ( સૈનિકોનું જયગીત. )

૧૭

" એ સૂર્યતણા પડછાયા !
એ દેશધર્મના પાયા !
એ પ્રતાપની કુળછાયા !
એ ક્ષત્રાણીના જાયા !
હો જય મેવાડ ! જય મેવાડ !

" એ સિંહ—ગર્જના કારી !
એ દુર્મદ–દાનવ–હારી !
એ વિક્રમની કિલકારી !
એ ધર્મકાજ રણધારી !
હો જય મેવાડ ! જય મેવાડ !

" એ દેશ લાજના નાયક !
એ શત્રુ નાશના સાયક !
એ શૌર્યવેદના વાયક !
એ કર્મ–ગીતના ગાયક !
હો જય મેવાડ ! જય મેવાડ !

" એ રામ તણા યશ અંશી !
એ બાપ્પાના જય-વંશી !
એ સાંગાના પડકારા !
એ હમીરની અસિધારા !
હો જયમેવાડ ! જય મેવાડ !

" એ દિવ્ય પદમણી જ્વાળા !
એ આર્ય–હૃદયની માળા !
એ હિન્દ–દેશ રખવાળા !
એ ગરજ ગરજ અણીયાળા !
હો જયમેવાડ ! જયમેવાડ !

" એ ભાગ્યચક્રના ફેરા !
એ વીર–લક્ષ્મીના ડેરા !
એ ડંકા દિવ્ય અનેરા !
એ ગરજ ગરજ ઘન ઘેરા !
હો જય મેવાડ ! જયમેવાડ !






દોહરા— ૧

શ્રી ચંદાવત વીરવર કરી સૈન્ય તૈયાર,
રાણીને મળવા ગયા વિદાઈ અંતિમ વાર.

## ( હાડી અને ચંદાવત )

ઉપજાતિ— ૨

ઓજસ્વિની, મંગલમૂર્તિ માનની,
દીપ્તિ લસંતી નયને વિરામની,
ઉલ્લાસ અંગે રસનો ભર્યો હતો,
ને હૈયું મીઠો મદનો ઝરો હતો.

વંશસ્થ— ૩

પ્રભા વિરાજે મુખમાં પ્રતાપની,
કટાક્ષમાં છે ધ્વનિ હર્ષ–ચાપની,
લસે છટા શ્રીકુલ–માન–આગની,
લલાટમાં રેખ રૂડી સુહાગની.

૪.

અપૂર્વ જ્યોતિ ઝળકે ઉમંગની;
કળાય આશા પ્રિય—હર્ષ—સંગની.
પવિત્ર પૃથ્વી કરવા સ્વસંગથી,
કો દેવબાળા ઉતરી જ સ્વર્ગથી !

૫

નિહાળી વ્હાડી પ્રિયનાથ આવતાં,
ઉભી થઈ આદર માન આપતાં,
હસી કર્યું સ્વાગત પ્રેમથી મળી,
વદી જરા જ્યાં વચને સુધા ગળી.

દેહરા— ૬

પ્રેમથકી બેસી ગયા, શ્રી ચંદાવત વીર,
સમજાવી સઘળી કથા, રાખી મનમાં ધીર.

૭

" પ્રિયે આજ હું જાઉં છું, રણમાં લડવા કાજ,
પ્રાણ જતાં પણ રાખવી, અબલા કેરી લાજ.

૮

" શાહ સૈન્ય આવી રહ્યું લંપટ દુશ્મન સર્વ,
પ્રિયે આજ રણ ખેલશું, ઉતારશું એ ગર્વ.

૯

" ત્રાસ વધ્યો છે દેશમાં, અબલાલાજ લુંટાય,
ઘટે ન સાચા ક્ષત્રિને, ઘરમાં રહેવું ભરાઇ.

૧૦

" આજ પ્રિયે હું જાઉં છું, રણમાં લડવા કામ,
દુઃખ નથી કંઇ એહનું, દુઃખ એક અવિરામ.

૧૧

" પરણી આવ્યા આપણે, ના ભોગવીયા રંગ,
ઉર ઉરથી આધું રહ્યું, ઉઠયા ન હર્ષ તરંગ.

૧૨

" અભિલાષા ધારી હતી, રમવા તારી સંગ,
આમ અચાનક ઉઠીઓ, આજે ઘોર પ્રસંગ.

૧૩

" સુખ દીધું નહિ લેશ ઉર, સુખ લીધું નહિ લેશ,
પ્રિયે ! મને ધિક્કાર છે, આપ્યો તુજને ક્લેશ.

૧૪

" રણમાંથી પાછો ફરૂં વિજય કરી તત્કાલ,
એવી આશા છે નહિં દુશ્મન છેક કરાલ.

૧૫

" મૃત્યુ થકી ડરતો નથી, શાહ તણા શા ભાર !
પ્રિયે ! ભરાયો હૃદયમાં, તોય તમારો ભાર,

૧૬

" મરૂં યદિ જો જંગમાં, ધર્મ રાખવા કાજ,
પ્રિયે ! કહું છું એટલું, સાચવજો કુળલાજ.

૧૭

" સીશોદીઆ આ વંશ છે, જગમાંહી અકલંક.
જાળવજો બસ એટલું, લાગે નહિ કલંક,

( સોરઠા ) ૧૮

સિંહણ ગરજે જેમ, જંગલ ઘોર ગજાવતી,
બોલી **હાડી** તેમ, પ્રાણનાથને પ્રેરતી.

૧૯

" જાઓ જાઓ નાથ ! સાથ સદા ભગવાન છે,
ભીડો અરિથી બાથ, ચોળો સઘળા ધૂળમાં.

૨૦

" ધન્ય પ્રતાપી વંશ ! અંશ હજુ જાગી રહ્યો,
કરવા અરિનો ધ્વંસ, પ્રાણનાથ રણ જાય છે.

૨૧

" મોહ ન ધરશો લેશ, દેશ દશાને દેખજો,
ઉજ્વલ એ આદેશ, આપી જીવન જાળવો.

૨૨

લડતાં લડતાં વીર ! જીવન જો જાશે પડી,
ધરજો મનમાં ધીર સ્વર્ગે મળશું સાથમાં.

૨૩

" ધરી દેશનો દાઝ, રણમાં ખેલે વીરલા,
એ જાણીને આજ ઉત્સવ મુજને થાય છે.

૨૪

" પરદેશીનાં ઝુંડ, ભુંડ સમાં ધુરકી રહ્યાં,
તોડો તેના તુંડ, કુંડ ભરો રણ—યજ્ઞના.

## ( હાડીએ ગાએલું વિજયગીત. )

રાસડો.

વ્હેલા જયમાળ વરી આવજો હો રાજ મારા !
વ્હેલા જયમાળ વરી આવજો.

૧

દેશ ભૂમિ દેશધર્મ, દેશલાજ રાખવા ( ૨ )
પ્રાણ જતાં ત્રાણ કરી, આવજો—હો—રાજ....

૨

કાર કરી, ખાર કરી, ઠાર કરી શત્રુને, ( ૨ )
બાપ્પાની ન કીર્તિને લજાવજો—હો—રાજ....

૩

મારી માર, શત્રુતણી લોહિની નદીને ( ૨ )
હામ ધરી તરી પાર આવજો—હો—રાજ....

૪

મંગળના હાથમાં આ બાંધ્યા મીંઢોળ છે. (૨ )
મોહ નહીં લેશ એનો લાવજો-હો—રાજ....

૫.

બાંધ્યા મીંઢોળ પ્રભુ! હાથ મહીં સોહતા (૨)
એવા રૂડા રાજને બંધાવજો હો—રાજ....

૬.

જીવનનો મોહ ધરી, ડરી જઇ શત્રુથી (૨)
ક્ષત્રિયાણી દૂધ ના લજાવજો—હો—રાજ....

૭.

ગાજી રહ્યા પાજી આજ હાથ કરી બાજીને (૨)
ભાજી જેમ કાપીને ભગાવજો—હો—રાજ....

૮.

શૂરવીર ધીર ઘણા આજ આપ સંગ છે, (૨)
દેશભૂમિ—કીર્તિને ગજાવજો—હો—રાજ....

૯.

આજ્ઞા આપો તો પ્રભુ ! ચાલું આપ સંગમાં, (૨)
રાજવીર ! માત ના લજાવજો—હો—રાજ....

૧૦.

ધર્મયુદ્ધ ક્ષત્રિયોને સ્વર્ગ તુલ્ય લાભ છે, (૨)
વંશ, ધર્મ, દેશને દીપાવજો—હો—રાજ...."

હરિગીતઃ—

૧.

ઉત્સાહ વાણી સાંભળી ચંદાવતે હાડી તણી,
ઝળકી શરીરે વીજળી ચળકી રહી ભાલા–અણી,
રણ રંગ જામ્યો અંગમાં, જય પામવા અરિ–સંગમાં,
ભેટી પ્રિયાને ભાવથી ચાલ્યા ગયા ભડ જંગમાં.



# ખંડ દસમો

શિખરણી— ૧.

ચઢ્યા યુદ્ધે શૂરા, વિજય વરમાળા ફરકતી,
ભરાઈ ઉલ્લાસે, સમર–મદ છાતી ધડકતી.
હતી જ્વાલા જાગી, નયન ઝરતાં'તાં અનલને,
મચાવી દેશે શું, ક્ષણ મહિં અરિના પ્રલયને.

મન્દાક્રાન્તા— ૨.

નાખ્યા તંબુ યવન નૃપના, માર્ગને રોકવાને,
આશા તેની સકળ રણની આગમાં હોમવાને;
ઘેલા જેવા રણમદ ભર્યા, શૌર્યના તેજ રાશી,
સાચા ક્ષત્રિ સુત ગરજતા, અસ્ત્ર શસ્ત્રો પ્રકાશી.

દોહરાઃ— ૩.

હાડી રાણીની લઇ, વિદાઇ આવ્યા વીર,
શ્રી ચંદાવત તોય પણ, થયા જરાક અધીર!

૪.

ઉર પાછું ચંચલ થયું, ઘોળાયા અભિલાષ,
છુટે નહિં છોડાવતાં, અજબ મોહના પાશ.

૫.

બોલાવી પછી દૂતને, વ્યક્ત કરી અભિલાષ,
ફરી મોકલ્યો નગરમાં શ્રી હાડીના પાસ.

૬.

શ્રી હાડી ઉજ્જવલમતિ, જાણી પતિનો મોહ,
દુઃખી થઇ અતિ ચિત્તમાં શે થાશે નિર્મોહ?

૭.

"ગયા રણે એ રણધીર–રીતથી
તથાપિ ખેંચાઇ રહ્યા સ્વપ્રીતથી!
અહા! ઉંડો શો ઉર–દાહ મર્મ છે,
અહા! અહા! દારૂણ વીર–ધર્મ છે.

૮.

"કરે **લસંતી** સમશેરની છટા,
ઉરે છવાઇ પણ મોહની ઘટા.
ગયું રણે કેવલ ગાત્ર વીરનું,
અહિં પડયું છે હજી ચિત્ત ધીરનું!

૯.

"શું શાહની આશ પૂરી થવાની?
શું લાજ રૂપાવતીની જવાની?
શું હાર મારા પતિની થવાની?
શું કીર્તિ હાડા–કુલની જવાની?

૧૦.

"પ્રતાપની તેજ છટા છવાઈ,
શું આજ જાશે સઘળી દબાઇ?
તાકી રહી છે દશ આ દિશાઓ,
ચિતોડની ગર્જી રહી ગુહાઓ.

૧૧.

"અહા તથાપિ ધરી વીર–ધર્મને,
ભુલાય શે સ્નેહ સુવાસ આત્મનો!
પ્રચંડ **માર્તંડ** થકી બળી બળી,
ઉભું જુએ વાટ જગત્ શશી તણી.

૧૨.

"ન દોષ એમાં કંઇ નાથનો છે,
ઉપાય એતો મુજ હાથનો છે."

"ઘયો પતિએ  રણરંગ ઝામા,
થઇ ખરી એ મહિં હુંજ વામા !"

૧૩.

ચિંતાજ મારી ઉરમાંહિ થાશે !
ન શાહથી બાથ ભરી લડાશે !
ઉન્મત્ત શત્રુ સહુ ફાવી જાશે !
ને' દેશને છેકજ ચાવી જાશે !

વસંતતિલકાઃ— ૧૪.

"હે દેવ દેવ! જગનાયક! શક્તિ આપો !
શ્રી વીરના વિકટ મોહનબંધ કાપો.
હે હે પ્રતાપ! તમ તેજ ઉરે ભરાઓ !
ના ટેકથી ચળિત નાથ જરાય થાઓ.

૧૫.

"મેવાડની મદ ભરી જય ગર્જનાઓ !
જાઓ અને પતિ તણા ઉરમાં સમાઓ!
હે હે ચિતોડ! પ્રાણ જાળવ આજ તારૂં !
લે ભેટમાં પ્રથમ મસ્તક આજ મારૂં."

દોહરાઃ— ૧૬.

સમજાવીને દૂતને, દઈ છેલ્લો સંદેશ,
મસ્તક કાપી આપીયું, વ્યથા ન ધારી લેશ.





## ખંડ અગીઆરમો

અનુષ્ટુપ:— ૧.

હાડીનું કૃત્ય જોઈને, દૂત આશ્ચર્ય પામીઓ,
હર્ષથી ભીંજતી આંખે, વીરની પાસ આવીઓ.

ઉપજાતિ:— ૨.

સતીત્વ-તેજે ધરણી ધુણાવી,
શ્રીહાડીની સર્વ કથા સુણાવી;
પામી ગતિ જીવન કેરી રાણી,
ચઢયું સહુને જયશૂર પાણી.

૩.

ચંદાવતે સર્વ કથા સુણીને,
શ્રીહાડીના સ્નેહ ગુણો સ્મરીને;
નિશ્વાસ મૂકયો, નિજ ભૂલ જાણી,
સતી તણી શુદ્ધ મતિ પ્રમાણી.

૪.

ગઇ હટી મોહ તણી ઘટા એ,
ઉગી ખરી સ્નેહ તણી છટા એ;
જે ભૂલથી મોહથી છેક ખોઈ,
તે પાસ ઉભી જયમૂર્તિ જોઇ.

૫

અંગે ભરી શુદ્ધ સતીત્વ-કાન્તિ,
ઉરે ઉમંગી રસપૂર્ણ શાન્તિ;
નેત્રો હતાં એ હસતાં રૂપાળાં,
ઉરે ધરી સ્વામિગુણોની માળા.

૬

દેખાડતી તી' નિજ હસ્ત દાખવી,
"પ્રતાપની ટેક સદૈવ રાખવી"
ઉતારતી તી' જય બોલી આરતી,
શ્રી સ્વામીને જીવનથી વધાવતી.

૭

હતી અહા! સ્વર્ગભણી સિધાવતી,
સ્વતેજથી સર્વ દિશા દીપાવતી;
સ્વધર્મની પાવન ટેક પાળતી,
વળી વળી નાથ ભણી નિહાળતી.

અનુષ્ટુપ—  ૮.

સ્વપ્ન જેવું અહા ! જોઈ સ્નેહ મુગ્ધ થઇ ગયો,
ચંદાવત મહાવીર, દેહભાન ભૂલી ગયો.

ઉપજાતિ—  ૯.

ખુલ્લા કરી કોમળ કેશ વીરે,
ઉલ્લાસથી મસ્તક હાર કીધો;
દીપ્યો અહા ! તેજ ભર્યો પ્રતાપ !
યથા મહાભીષણ ભૂતનાથ !

અનુષ્ટપઃ—  ૧૦

હાક મારી પછી વીરે, શૌર્યથી ધૈર્યથી ભરી.
દિશાઓ ડોલવા લાગી, સૂર્ય આભે ગયો ઠરી !

૧૧

" ક્ષત્રિઓ ! આજ છેલ્લી છે કસોટી રજપૂતની,
આજ છેલ્લી થશે ક્રીડા કાલભૈરવ ભૂતની.

૧૨

" હાડીએ હાડ આપીને, મેવાડી કીર્તિ દાખવી,
ક્ષત્રિઓ ! એજ કીર્તિ છે આપને હાથ રાખવી.

૧૩

" ગર્જો ! ગર્જો અરે ગર્જો ! વર્ષજો અગ્નિધારને !
જોઈ લે દેશ આ છેલ્લી, મેવાડી તરવારને !

૧૪

" નહીં પૈદા થશે દેશે, ફરી હાડી સમી સતી
અને પેદા નહીં થાશે, ક્રૂર મારા સમો પતિ!"

૧૫.

એ બોલતાં આંખ ભરાઇ વીરની,
નદી વહી ગદગદ કંઠ નીરની;
ભરાઇ છાતી, ન વદાય વાણી,
એ વેદના કેમ શકાય જાણી!





## ખંડ બારમો

દોહરાઃ— ૧.

શાહ–સૈન્ય આવી ગયું, માર્ગ મહીં આ વાર,
પ્રસંગ બદલાઇ ગયો, થયા સર્વ તૈયાર.

શાહે જોયું; ક્ષત્રિઓ રોકીને મુજ પંથ,
સજ્જ થઇ ઉભા રહ્યા કરવા ધારે તંત.

સેનાપતિને મોકલ્યો, સમજાવીને વાત,
વિઘ્ન પડે નહિ લગ્નમાં, થાય નહિં ઉત્પાત.

ચંદાવત પાસે ગયો, સેનાપતિ એ વાર,
શાહ તણો સંદેશ લઇ, સમજાવ્યો સહુ સાર.

"નથી લડાઇ આદરી, નથી જીતવો દેશ,
ભય શંકા કરશો નહીં. રોષ ન ધરશો લેશ.

"કાર્ય અમારૂં અન્ય છે, રોકો મા અમ પંથ,
વગર વિચારે આદરો, શાને આવો તંત ?"

સેનાપતિની સાંભળી સર્વ વાતને વીર,
શ્રી ચંદાવત બોલિયા વચન ધીર ગંભીર.

" હું જાણું છું શાહની ઇચ્છા સઘળી દૂત !
રૂપવતીના રૂપનું, વળગ્યું એને ભૂત.

" વરવા માટે જાય છે, લેવા ક્ષત્રિય-લાજ,
ઇચ્છા પાર થશે નહિં, સિદ્ધ થશે ના કાજ.

" માર્ગ નહીં મૂકીશ હું, લડવા છું તૈયાર.
પાછા જાઓ સૈન્ય લઇ, શાહ સાથ આ વાર. "

સેનાપતિએ શાહને, કહી હકીકત સર્વ;
માર્ગ નહીં એ મૂકશે, ચઢયો એમને ગર્વ.

શાહે સૈન્ય સજાવીયું, હુકમ કર્યો તત્કાલ,
" મારો મારો સર્વને, કરો નષ્ટ બેહાલ, "

સોરઠાઃ—

વાગી રણુની હાક, ધરણી લાગી ધ્રૂજવા,
કરવા અરિને ખાખ, ચંદાવત સામા થયા.

" મારો મારો માર યાર ! જરા ડરશો નહીં,
કરો શત્રુ-સંહાર, હાર ન ખાશો જીવતાં. "

( લડાઇ. )

એકમેક પટકાય, ઝટકા લાગે જોરમાં,
ભાલાંઓ ભટકાય, કટકા કાપે અંગના.

પડે રૂંડ ને' મુંડ, લોહી તણી નદીયો વહે;
રણચંડીનો કુંડ, દાવાનલ સળગ્યો ભરે.

અશ્વ અશ્વની સાથ, યોદ્ધા યોદ્ધાથી લડે;
ભરતા બમણી બાથ, પ્રાણ શત્રુના ચૂસતા.

કરતા જય જય નાદ, હર હર બોલે ક્ષત્રિઓ,
યવન કરે સહુ યાદ, અલ્લાહો અકબર કહી.



## ખંડ તેરમો

ઉપજાતિઃ—

સંધ્યા થતાં બંધ થઇ લડાઈ,
ક્ષત્રિ તણી ઠીક થઇ વડાઇ;
શાહે કર્યો ચિત્તમહીં વિચાર,
ઇચ્છા નહીં થાય કદાપિ પાર.

તંબુમહીં ક્ષત્રિય સર્વ આવ્યા,
ચંદાવતે. માન ધરી વધાવ્યા;
“ વીરો ! તમોએ કુલ-લાજ રાખી,
મેવાડની કીર્તિ અવશ્ય રાખી.

“ થયો ઘણો યદ્યપિ વીર—નાશ,
તથાપિ થાશો ન કદિ હતાશ;
જેવી ગતિ આજ કરી પ્રચંડ,
તેવી કરો બે દિન સૌ અખંડ.

દોહરાઃ—

ચંદાવતની વાણીથી, વધ્યું ફરી રણજોમ,
સર્વ ક્ષત્રિઓ ગર્જ્યા, કરવા જીવન-હોમ.

બીજે દિન એ રીતથી, થઈ લડાઈ ઘોર;
ખૂબ હરાવ્યો શાહને, કીધું જબરૂં જોર.

ઘાયલ બહુ ક્ષત્રિય થયા, સંખ્યા ઓછી છેક.
તજી ન પણ રણમાં ખરી, સાચી ક્ષત્રિય ટેક.

ચંદાવતની હાકથી અંગે જોર ભરાય;
પડતા પણ હટતા નહીં ઘાયલ શૂર જરાય.



સંધ્યા થતાં બંધ થઇ લડાઈ,
ને શાહને લાગી ઘણી નવાઈ!
"શી ક્ષત્રિયોની રણ–વીરતા છે!
શી ક્ષત્રિયોની રણ–ધીરતા છે.

છે સૈન્ય મોટું મુજ આ સમસ્ત,
ને ક્ષત્રિનું સૈન્ય જણાય અલ્પ;
તથાપિ થાતી નથી કેમ જીત!
શી ક્ષત્રિયોની લડવાની રીત?

"વીતી ગઇ લગ્ન તણીય વેળા,
હવે વૃથા શા કરવા વિચાર!

તથાપિ આ તંત થઈ પડયો છે,
રખે ન થાએ મુજ છેક હાર !

" છે અલ્પ સંખ્યા પણ ક્ષત્રિ શૂર,
ઘટી રહ્યા કિંતુ ઘટે ન નૂર;
લડયો ઘણી હું રણમાં લડાઈ,
બહાદુરી આવી ન કો દિ જોઇ.

" પેદા થયો વીર અહિં પ્રતાપ,
મેવાડ એ ખાય કદિ ન થાપ;
હજી અહિં તેજ મહા ભરાયું,
ન કોઇથી જાય કદી જીતાયું.

" છે ધન્ય ચંદાવતને અહાહા !
શી વીરતા બાહુ મહીં ભરાઇ !
શી ફાવતી એ તરવાર—ધાર !
એ એકલો કિંતુ હણે હજાર !

" મેવાડનો થાય કદી ન ભંગ !
જ્યાં ઉછળે શૌર્યતણો તરંગ;
પિતાતણી નીતિ થઈ ન પાર !
કરી શકે શું તરવાર—ધાર !

" ફેલાવી રૂડી બહુ ઝીણી જાળ,
ઘણાં ફસાયાં મૃગલાં, શિયાળ;

મોટાઈ એથી નહિં સિદ્ધ થાય,
ન કેસરી જ્યાં સુધી એ ફસાય !

" અંધાર આ દેશમહીં છવાયું,
કરી શકયા જે અમથી કરાયું;
ન પૂર્ણ થાશે અમ સર્વ આશા,
પ્રતાપ મેવાડતણો તપે છે.

" છે ધન્ય ક્ષત્રિવટ એ ઉદાર !
ન ધર્મ મૂકે મરતાં ય વાર !
ન હાથ લીધો કપટી કુઠાર !
હા ! ધર્મથી છેક થયા ખુવાર !

દોહરાઃ—

આવી રીતે શાહને વિચાર મનમાં થાય,
ધીરે ધીરે રાત્રિની વેળા પૂરી થાય.

ઉગ્યો સૂર્ય ત્રીજે દિને, પૂર્યા નભમાં રંગ;
જાણે જોવા આવીઓ નિજ કુલનો જયજંગ !

નિંદ્રા આવી શાહને, નહીં હતી એ રાત,
એવામાં તો થઇ ગયો ધીરે ધીરે પ્રાત.

ઉઠયા શાહ સમજાવીને, કર્યું સૈન્ય તૈયાર,
" આજ મરો કે મારજો લડાઇ છેલ્લી વાર. "

યવનો પણ જોરે ભર્યા,
લીધી પૂરી ટેક;
" આજ મારશું સર્વને,
બાકી રહે ન એક. "

સજી શસ્ત્ર તૈયાર થઇ,
જોવા લાગ્યા વાટ;
અહિં ક્ષત્રિઓ પણ સજે,
કેસરીયાંનો ઠાઠ.





# ખંડ ચૌદમો

ભુજંગી છંદઃ— ૧.

ઉષાનાં નવા રંગ આભે છવાયા,
ખસી કાળ રાત્રિ–તણી ઘોર છાયા;
પ્રભા પૂરીને વ્યોમમાં ભાનુ રાજે,
ફરી યુદ્ધની ગર્જના ઘેરી ગાજે.

૨.

ધરી ધીર ચંદાવતે હાક મારી,
ઉભા ક્ષત્રિઓ અસ્ત્ર ને શસ્ત્ર ધારી;
કરી કેસરીઆં ધર્યાં અંગ રાજે,
છટા જોઇને વ્યોમમાં ભાનુ લાજે !

૩

ધરી ચિત્ત મેવાડને એકવાર,
વહી વીરના નેત્રથી અશ્રુધાર !
નિહાળી મહાઘોર અંધાર છાયા,
અને કાળરાત્રિ તણી મોહમાયા.

## ( ચંદ્રાવતે કરેલી સૂર્યસ્તુતિ. )

લાવણીઃ—

૪.

અહિં ઉગ્યા છો રવિ ! પરદિશમાં
ધસ્યું તિમિર છે ઘોર;
અહિં વિજય ડંકા ગડગડતા,
ત્યાં ઘૂવડના શોર.

૫

અહિં ઉષાનો પ્રિયતમ મીઠો
હાસ્ય લહરીં હિલ્લોળ;
ત્યાં ઘૂઘવતા હશે નિશાના,
અંધ હૃદયના છોળ ?

૬.

હાય હાય ભારતના ભાવી
ભાગ્ય ચક્રના ફેર !
સુધા હતા પીતા નંદનમાં,
આજ હલાહલ ઝેર !

૭

હતી વિજયની ગહન ગર્જના
અભિમાની મદપૂર;

પરાધીનતાના પડઘાથી
થઇ બધી એ ચૂર.

૮

કાલ્ય નિહાળી ભારતને રવિ!
ગયા હતા નિજ ધામ!
ફરી આવ્યા છો આજ નિહાળો
ભારત—ભાગ્ય તમામ.

૯.

ચક્ર તમારૂં જેમ ઘૂમતું,
ઉદય અસ્ત અભિરામ;
તેમ ઘૂમતું ભારતનું હતું
ભાગ્ય ચક્ર અવિરામ!

૧૦.

કિંતુ આજની દશા અન્ય છે,
રવિ! જો જો રહી વ્યોમ!
ઉદય તમારો કિંતુ અમારો,
દેશ— ભાગ્યનો હોમ.

૧૧.

શત સહસ્ર કિરણોથી ભરતા
ઓ રવિ! યુગ યુગ રેખ!

તોય ઉકેલી નહિં શકયા શું ?
હત ભારતના લેખ ?

૧૨.

કઈ ઘડિએ નિરમ્યું છે વિધિએ
ભારતનું નિર્માણ !
હજી અહા ! યુગ યુગની લેવી
પડશે કડવી લ્હાણ.

૧૩.

જે દિનથી એ અંધ નિશાના
પડયા અહિં ભણકાર;
તે દિનથી શિરપર સંકટનો
પડયો ભયંકર ભાર !

૧૪

નથી સૂજતું, રવિ ! ઉગ્યો છે
તોય બધે અંધાર.
કેવલ શ્રવણ પડે ભય ભરતા
નિશદિન હાહાકાર.

૧૫.

ત્રીશ કોટિ ભારતનાં બાલક
ખાય શત્રુના માર,

પરાધીનતામાં સપડાયાં,
શે થાશે ઉદ્ધાર !

૧૬

સ્વર્ણ ભૂમિ ભારત મણિ–મંડિત,
નિખિલ સંપદા–સાર;
ગૌરવમય, બલધામ સત્વનો
ત્રિભુવનમાં ભણકાર.

૧૭.

વિધિ–વિધાનની આદિ ઉષાના
અધર હાસ્યની રેખ,
ઝગમગતી હતી તુજ લલાટમાં
સુભગ સાધતી લેખ.

૧૮.

ઉદિત ઇશની અમલ જ્યોતિઓ
લેતી હતી અહિં રાસ;
વિશ્વતંત્રના મંત્ર મનસ્વી
અહિં સ્ફુર્યા ઉલ્લાસ.

૧૯.

એજ દેશના એજ બાલુડાં
દીન, હીન હતપ્રાણ;

છતી આંખ અંધારે રખડે
કરી શકે ના ત્રાણ.

૨૦.

ભલે ઉગ્યા છો રવિ! અવલોકો
તેજ ભરી ભુવનેશ!
દેશ—દુર્દશાનો જઈ દેજો
સ્વર્ગમહીં સંદેશ!

૨૧.

હુત ભારતની કરૂણ કથાનો
આજ થવાનો અંત!
સ્વતંત્રતાની સુરભિ પોષતી
ફરિ નહિ ઉગે વસંત!





## ખંડ પંદરમો

### ( ત્રીજા દિવસની લડાઇ. )

સોરઠાઃ— ૧.

રણચંડીના કોડ વીર—રુધિરથી પૂરવા,
જામી જબરી જોડ ક્ષત્રિય અને યવનો તણી.

૨.

ભરી હૃદય ઉત્સાહ, ભેરી ગરજે યુદ્ધની,
મન મલકાતો શાહ, આવીને અળગો ઉભો.

૩

ચંદાવતના શૂર, પ્રલય અગ્નિ શા આકરા,
શૌર્ય માન ભરપૂર, ભડકા નાખે તેજના.

હરિગીતઃ— ૪

રણવાદ્ય બંને સૈન્યનાં લડવા નિમંત્રણ આપતાં,
વાગ્યાં પછી ઘનઘોર, ધરણી, શૈલ, અંબર ડોલતાં;
ક્ષણવારમાં સેના મળી ચમકી ચપલ અસિ—વીજળી,
રુધિરે રહી ખરડાઈ અરિના, વીર—આલિંગન કરી.

૫

ચંદાવતનો શૂરગણ, હતો અલ્પ આ વાર,
યવનોએ વરતાવીયો જબરો હાહાકાર.

૬

ક્ષત્રિય પાછા હટી ગયા, ધરી શકયા ના ધીર,
યવનોની આશા તણું, ચમકયું ઉજ્જવલ હીર,

૭

ચંદાવત સેનાપતિ, જોઈ નિજની હાર,
આગળ ધસી ઉભા રહ્યા, કરતા જય-ટંકાર.

( ચંદાવતે આપેલું ઉત્તેજન )

૮

" રજપૂતો ! ભાગો નહિં, જાશે કુલની લાજ !
મારો મારો યવનને, બીક ધરી શી આજ !

૯

હાં રખે ન રણથી પાછા, પડતા કોઈ ભડવીર !
તાતાં અણિઆળાં મારો, અરિની છાતિમાં તીર !

૧૦

શે હજુ ન ગોળી છૂટે, કાં કંપ કરે તમ થાય !
આ ચોર ધણીને લૂંટે, શો દેખી રહ્યા અન્યાય !

૧૧

અરિની ખલ ખોટી બડાઇ, છોડાવો સઘળી હામ,
અરિના રુધિરે ખરડાઇ, ખખડાવો તેગ તમામ !

૧૨

મરવું મરવું છે સાચું છોડો જીવનનો સંગ;
કંઇ એવું ઘોર મચાવો, ધરણી ધમકાવી જંગ.

૧૩

શો મોહ ધરો છો ખોટો ? જીવન પરપોટા જેમ,
જઇ જઇ દુશ્મનને ચોટો, સાવજ શૉચાળને જેમ”

૧૪

ચંદાવતની હાકથી, ગરજ્યા ક્ષત્રિય વીર,
યવનોથી પાછા ફરી, લડવા લાગ્યા ધીર.

૧૫

ચંદાવત સમશેર લઈ પડયો યવનના મધ્ય;
પ્રબલ કેસરી ગરજતો મૃગ—સમૂહમાં સદ્ય.

૧૬

વિખરાયા યવનો બધા, વધ્યા ક્ષત્રિઓ જાય;
સૂર્ય આભથી એકલો જોઇ જોઈ હરખાય.

૧૭

કાપી કાપી યવનને, ચંદાવત સરદાર;
પ્હોંચ્યો શાહ સમીપમાં, વર્ત્યો હાહાકાર.

૧૮

ગજ ઉપર આરૂઢ એ, શાહ હતો મદમસ્ત;
ચંદાવતને જોઈને, થયો હૃદયમાં ત્રસ્ત.

૧૯

અશ્વ ઉછાળી જોરથી, ચંદાવત સરદાર;
શાહ હૃદયને ભોંકવા, ધર્યું ભાલું અણિદાર.

૨૦

કાળસમા સરદારને નિરખી પાસે આહ !
ડરતો, કરગરતો ઘણું, બોલ્યો કપટી શાહ.

૨૧

" હાં, હાં, હાં, મારીશ મા, મુજને હે સરદાર !
અભય આપ મુજને હવે, માફ કરી આ વાર.

૨૨

ધન્ય ! ધન્ય ! તું ધન્ય છે, ચંદાવત સરદાર;
તુજ સમ સુતને પામીને માત તણો જયકાર.

૨૩

બળ તારૂં જોઇ અજબ, હરખાયું મુજ ચિત્ત
અતિ વિક્રમના તેજથી ખરી તમારી જીત "

૨૪

શાહ તણી વાણી સુણી, ભોળો ભટ સરદાર,
મૂકયો શાહને મારતાં; ધન્ય પ્રતાપ ઉદાર !

૨૫

બોલ્યો ચંદાવત પછી, કરો પ્રતિજ્ઞા શાહ !
બાર વરસ સુધી યુદ્ધની, કદી ન કરશો ચાહ. ”

૨૬

“ પાછા જાઓ દિલ્લીએ, તજી સઘળી અભિલાષ,
રૂપવતીની પણ ફળો, રાજસિંહથી આશ. ”

૨૭

શાહે હાથ કુરાન લઈ, કરી પ્રતિજ્ઞા શુદ્ધ,
તરત બંધ યવનો તણું, થયું ભયંકર યુદ્ધ.

૨૮

ચંદાવત બોલ્યા પછી શુણો શાહ ! મુજ વાત !
આજ્ઞા દ્યો તમ સન્યને, લઢવા મારી સાથ.

૨૯

શાહ કહે લડવાતણું, હવે રહ્યું શું કામ ?
જીત તમારી છે થઈ, હાર્યા યવન તમામ.

૩૦

ચંદાવત બોલ્યા પછી, વહી અશ્રુની ધાર,
હાડીના મસ્તક તણો હતો હૃદયમાં હાર.

૩૧

" શાહ ! સ્વર્ગ હાડી ગઇ, દઇ મુજને નિજ માથ,
ઇચ્છા છે મુજને હવે, જવા પ્રિયાની સાથ. "

૩૨

" વાટ જુવે છે સ્વર્ગમાં, સતી શુદ્ધ મુજ એહ,
કૃતઘ્ન થઇ ભૂલું અરે ! કેમ પ્રિયાનો સ્નેહ !

૩૩.

શાહે શ્રી સરદારની સુણી અજાયબ વાત,
હૃદય ભરાયું હેતથી, ધન્ય ક્ષત્રિની જાત !

૩૪.

**" જયાં સુધી ભારતવર્ષમાં, સતીતણો અવતાર,
ત્યાં સુધી તો આ દેશનો, નાશ કદી ન થનાર."**

૩૫.

શાહે વખાણી રજપૂત જાતિ,
ઉદારતાથી છલકાઈ છાતી.
આજ્ઞા કરી યુદ્ધની વીર સાથે,
શ્રીવીરની થાબડી પીઠ હાથે.

૩૬.

સોરઠાઃ— .

મચ્યું યુદ્ધ એ ઘોર, એકલ શ્રી સરદારનું,
ભારતનો એ પ્હોર, ઉગતાં પ્હેલાં આથમ્યો.

૩૭.

દેખાડી સમશેરની મદભરી છેલ્લી છટા આકરી,
શત્રુનાં દલ કાપી કાપી ધરણી, શોણિતપૂરે ભરી.
રાખી ટેક પ્રતાપની જયવતી, મેવાડને સાચવી,
હાડીનો ગલહાર પ્હેરી રણમાં સૂતો મહા રાજવી.

૩૮

મધ્યાન્હે ધરણી ધ્રુજી રડી રડી મેવાડની માવડી,
આશાની ઉજળી ઉષાપર મહા સંહાર રાત્રી પડી !
ઝાંખો સૂર્ય થયો નિહાળી કુળની છેલ્લી ચિતાજ્વાલને
જાગી ભારત વર્ષની અવદશા ખોળે સૂતી કાળને.



# ઉપસંહાર.

અનુષ્ટુપ:—

શાહ પાછો ગયો ત્યાંથી જોઇ ક્ષત્રિય-વીરતા.
રાજસિંહ કરી લગ્ન સુખે આવ્યા સ્વધામમાં.

સોરઠાઃ—

કેસરીઓની ત્રાડ, રણુચંડીની રાખડી,
અમર રહો **મેવાડ,** **વીર** સતીની **માવડી.**

**ક્યારે એવો કાળ, ભારત ભૂમાં આવશે?**
**ભરશે સિંહો ફાળ, આલે મસ્તક ટેકવી.**

**જય ચંદાવત વીર,** સતી ધન્ય હાડી હજો.
ધર્મ કર્મ રણધીર, ભારતમાં ઘર ઘર થજો.

वन्दे मातरम्

